५५८२

॥ ॐ ॥

# ॥ श्रीउपदेशग्रंथावलि ॥

## ॥ अंक अगीआरमो. ॥

## ॥ गुजरातना त्रण वर्णोनुं कर्तव्य ॥

ભરતખંડના આર્યો પ્રાચીનકાલમાં ત્રિવિષ્ટપના (તિબેટના) પશ્ચિમ ભાગમાં, કાશ્મીરમાં, પંજાબમાં અને ગંગાયમુનાના મધ્યપ્રદેશમાં નિવાસ કરતા હશે એમ ઇતિહાસકારો જણાયછે. કૈલાસ, માનસસરોવર, અમરનાથ, શતદ્રુ (સતલજ), વિતસ્તા (ઝેલમ), ઇરાવતી (રાવી), ગંગા, યમુના ને કુરુક્ષેત્રભણી આર્યોની અદ્યાપિપર્યંત જે પૂજ્ય બુદ્ધિ છે, તેનું કારણ પણ તેજ છે. ઋગ્વેદજેવા પ્રાચીન પુસ્તકમાં પણ **'इमं मे गंगे यमुने'** એ ઋચામાં તથા **'सितासिते सरिते यत्र'** એ ઋચામાં ગંગાયમુનાદિના નામો જોવામાં આવેછે. કુરુક્ષેત્રનું માહાત્મ્ય પણ પ્રાચીન ગ્રંથોમાંથી મળી આવેછે. શ્રીજાબાલોપનિષદમાં **'यदनु कुरुक्षेत्रं देवानां देवयजनं सर्वेषां भूतानां ब्रह्मसदनम्'** ॥ એમ જણાવ્યું છે. વળી શ્રી શતપથબ્રાહ્મણના પ્રવર્ગ્યકાંડમાં **'तेषां कुरुक्षेत्रं देवयजनमास तस्मादाहुः**

---

શાકે ૧૮૧૯ આષાઢ શુદ ૧૫.

પ્રકટ કરનાર,

**કાનજી જાદવજી વકીલ.**

વંથલી, ભાગપૂર.

અમદાવાદ "ગુજરાત ગેઝેટ" પ્રેસમાં છાપ્યા.

कुरुक्षेत्रं देवानां देवयजनम् ॥' એ વચનથી ને શ્રીમનુસ્મૃતિમાં 'कुरुक्षेत्रं च मत्स्याश्च' એ શ્લોકથી કુરુક્ષેત્રની ઉત્કૃષ્ટતા દર્શાવી-છે. વસતિનું પ્રમાણ વધવાથી આર્યોને ગંગાયમુનાના મધ્યપ્રદેશની પૂર્વ, પશ્ચિમ ને દક્ષિણ દિશાએ આગળ વધવું પડ્યું. તે કાલે તેઓ-નો વધારો દક્ષિણમાં વિંધ્યાચલપર્વતપર્યંત ને પૂર્વપશ્ચિમમાં સમુદ્રપ-ર્યંત થયો. તેટલા દેશનું નામ તે સમયે તેઓએ આર્યાવર્ત એવું રાખ્યું એમ નીચેના મનુભગવાનના વચનથી જણાયછે:—

"आसमुद्रात्तु वै पूर्वादासमुद्राच्च पश्चिमात् ।
तयोरेवांतरं गिर्योरार्यावर्तं विदुर्बुधाः ॥"

અર્થ:—પૂર્વભણીના સમુદ્રથી તે પશ્ચિમભણીના સમુદ્રપર્યંતનો અને હિમાલય તથા વિંધ્યાચલની વચ્ચેનો જે દેશ તેને વિદ્વાનો આ-ર્યાવર્ત જાણેછે.

સ્મૃતિકારોના સમયપછી જે આર્યોનો આર્યાવર્તમાં સમાસ ન થઈ શક્યો કિંવા જેઓને ત્યાં નિવાસ કરવાની અનુકૂલતા ન જણા-ઈ તેઓ વિંધ્યાચલની દક્ષિણે આગળ વધ્યા. ઉત્તરોત્તર આ પ્રમાણે આગળ વધવાથી વર્તમાનમાં જેટલા પ્રદેશને હિંદુસ્તાન કહેછે, તે-ટલા પ્રદેશમાં તેઓની વસતિ થઈ. આમ થવાથી જ સાંપ્રતકાલમાં સમગ્ર હિંદુસ્તાનને આર્યાવર્ત કહેવામાં આવેછે.

આર્યનું લક્ષણ નીચે પ્રમાણે કહેવામાં આવેછે:—

"कर्तव्यमाचरन् कार्यमकर्तव्यमनाचरन् ।
तिष्ठति प्रकृताचारे स वा आर्य इति स्मृतः ॥"

અર્થઃ—કરવાયોગ્ય કર્તવ્યને આચરતો છતો તથા અકર્તવ્યને નહિ આચરતો છતો જે શુદ્ધ આચારમાં સ્થિતિ કરેછે, તે આર્ય કહેવાયછે. અર્થાત્ શ્રુતિસ્મૃતિએ ઉપદેશ કરેલા સદાચારમાં જે શ્રદ્ધા-ભક્તિથી સ્થિત છે, તે આર્ય કહેવાયછે.

આર્યો પોતાનાથી ભિન્ન જાતિને અનાર્ય, શૂદ્ર, નિષાદ, દસ્યુ કે મ્લેચ્છ કહેતા, અને તેમને વૈદિક કર્મોનો ઉપદેશ ન કરતા, એમ પ્રાચીન ગ્રંથોપરથી જણાયછે.

બ્રાહ્મણ, ક્ષત્રિય ને વૈશ્ય એ ત્રણ વર્ણ આર્યોમાં ગુણકર્મથી હતા, પણ તેઓ પરસ્પરમાં એકબીજાને ત્યાં ભોજન કરતા તથા નીચલ્યા વર્ણવાળા ઉપરના વર્ણવાળાને કન્યા પણ આપતા. ગુણકર્મા-નુસાર વર્ણવ્યવસ્થા હોવાથી પરસ્પર સંપને લીધે વ્યવહારપરમા-ર્થમાં તેઓ વિશેષ આગળ વધી શકતા. ધર્મપાલનમાં સૌને આગ્રહ રહેતો, કેમકે ધર્મચર્યાવડે ઉત્તમ વર્ણની સ્થિતિ રહેતી કિંવા નીચલ્યા વર્ણને ઉત્તમ વર્ણની પ્રાપ્તિ થતી. શ્રીઆપસ્તંબ ધર્મસૂત્રના બીજા પ્ર-શ્નના ચોથા પટલમાંનાં નીચેનાં સૂત્રોમાં ધર્માધર્મની ચર્યાથી વર્ણમાં ફેરફાર થવાની વાત સ્પષ્ટપણે દેખાડીછેઃ—

**"धर्मचर्यया जघन्यो वर्णः पूर्वं पूर्वं वर्णमापद्यते जातिपरिवृत्तौ॥अधर्मचर्यया पूर्वो वर्णो जघन्यं जघन्यं वर्णमापद्यते जातिपरिवृत्तौ ॥"**

અર્થઃ—ધર્મચર્યાવડે જાતિના ફેરફારમાં નીચલ્યો વર્ણ પૂર્વ પૂ-ર્વ વર્ણને પામેછે. અને અધર્મચર્યાવડે જાતિના ફેરફારમાં પૂર્વ વર્ણ નીચલ્યા નીચલ્યા વર્ણને પામેછે.

શ્રીશુક્રનીતિના ચોથા અધ્યાયના ચોથા પ્રકરણના નીચેના શ્લોકમાં સદાચરણદ્વારા ઉત્તમતા પામેલા પુરુષોનાં નામો જણાવ્યાંછે, તેથી પૂર્વોક્ત વાર્તા સિદ્ધ થાયછે:-

"विश्वामित्रो वसिष्ठश्च मतंगो नारदादयः ।
तपोविशेषैः संप्राप्ता उत्तमत्वं न जातितः ॥"

અર્થ:—વિશ્વામિત્ર, વસિષ્ઠ, મતંગ અને નારદાદિ ઋષિઓ તપોવિશેષથી ઉત્તમપણાને પામ્યા, જાતિથી નહિ.

ગુણકર્મથી વર્ણોના ભેદ થયાનું પણ શ્રીશુક્રનીતિના પ્રથમાધ્યાયના નીચેના શ્લોકોથી જણાયછે:-

"न जात्या ब्राह्मणश्चात्र क्षत्रियो वैश्य एव न ।
न च शूद्रो न वै म्लेच्छो भेदिता गुणकर्मभिः ॥
ज्ञानकर्मोपासनाभिर्देवताराधने रतः ।
शांतो दांतो दयालुश्च ब्राह्मणश्च गुणैः स्मृतः ॥
लोकसंरक्षणे दक्षः शूरो दांतः पराक्रमी ।
दुष्टनिग्रहशीलो यः स वै क्षत्रिय उच्यते ॥
क्रयविक्रयकुशला ये नित्यं पण्यजीविनः ।
पशुरक्षाः कृषिकरास्ते वैश्याः कीर्तिता भुवि ॥
द्विजसेवार्चनरताः शूराः शांता जितेंद्रियाः ।
सीरकाष्ठतृणवहास्ते नीचाः शूद्रसंज्ञकाः ॥

**त्यक्तस्वधर्माचरणा निर्घृणाः परपीडकाः ।**
**चंडाश्च हिंसका नित्यं म्लेच्छास्ते ह्यविवेकिनः ॥"**

અર્થઃ—આ લોકમાં જન્મથી કોઈ બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય, શૂદ્ર તથા મ્લેચ્છ નથી, પણ ગુણ તથા કર્મવડે થયેલા છે. જે જ્ઞાન, કર્મ તથા ઉપાસનાએ કરી ઈશ્વરારાધનમાં પ્રીતિ રાખનાર, શાંત, જિતેંદ્રિય તથા દયાળુ હોય તે એવા ગુણોવડે બ્રાહ્મણ કહેલ છે. જે લોકોનું સંરક્ષણ કરવામાં નિપુણ, શૂરવીર, જિતેંદ્રિય, પરાક્રમી તથા દુષ્ટોને દંડ દેવાના સ્વભાવવાળો હોય તે જ ક્ષત્રિય કહેવાયછે. જેઓ ક્રયવિક્રય કરવામાં કુશલ, નિત્ય વ્યાપાર કરનાર, પશુ પાળનાર તથા ખેતી કરનાર હોય તેમને પૃથ્વીમાં વૈશ્યો કહેલા છે. જેઓ દ્વિજોની સેવાપૂજામાં પ્રીતિવાળા, શૂરા, શાંત, જિતેંદ્રિય અને હલ, કાષ્ઠ તથા તૃણને વહન કરવાનું ક્ષુદ્ર કામ કરનાર હોય તે નીચ લોકો શૂદ્રનામવાળા છે. જેઓ સ્વધર્માચરણરહિત, નિર્દય, બીજાઓને પીડા કરનાર, ક્રૂર, નિરંતર હિંસા કરનાર તથા અવિવેકી હોય તેઓ મ્લેચ્છ કહેવાયછે.

વર્તમાનકાલમાં બ્રાહ્મણોની જે જ્ઞાતિઓ જોયીએછીએ, તે જ્ઞાતિઓ પ્રાચીન કાલમાં ન હતી. મૂલમાં બ્રાહ્મણમાત્ર બ્રાહ્મણસંજ્ઞાથી જ ઓળખતા, અને તેઓને પરસ્પર ભોજન કરવાકરાવવાનો તથા કન્યા લેવાદેવાનો વ્યવહાર હતો. કાલે કરીને ગૌડ અને દ્રાવિડ એવા બ્રાહ્મણોના બે વિભાગ થયા. દેશભેદથી અને આચારભેદથી તે પ્રત્યેકના પુનઃ પાંચ પાંચ પેટાભેદ થયા. સારસ્વત, કાન્યકુબ્જ, ગૌડ,

ઉત્કલ ને મૈથિલ એ વિંધ્યાચલની ઉત્તરમાં રહેનારા પંચગૌડનાં નામ છે. અને કર્ણાટક, તૈલંગ, દ્રાવિડ, મહારાષ્ટ્ર ને ગૂર્જર એ વિંધ્યાચલની દક્ષિણે રહેનારા પંચદ્રાવિડનાં નામ છે. એ દશ પ્રકારના બ્રાહ્મણોના પાછા ચોરાશી ભેદ થયાનું લોકોમાં કહેવાયછે. પણ તેથી વધારે ભેદ થયેલા હોય એમ જણાયછે. જેમાંના કેટલાક પ્રસિદ્ધ ભેદોનાં નામો નીચે દર્શાવીએછીએ:—

૧. સિદ્ધપુરા ઔદીચ્ય. ૨. શિહોરા ઔદીચ્ય. ૩. ટોળકીઆ ઔદીચ્ય ૪ વડનગરા નાગર. (ગૃહસ્થ તથા ભિક્ષુક). ૫. વિશલનગરા. ૬. સાઠોદરા. ૭. પ્રશ્નોરા. (બે તડના.) ૮. કૃષ્ણોરા. ૯. ચિત્રોડા. ૧૦. સાચોરા. ૧૧. ઉદંબરા. ૧૨. નરસાપરા. ૧૩. વાલાદરા. ૧૪. પંગોરા. ૧૫. નાંદોદરા. ૧૬. ગિરનારા. (ત્રણ પ્રકારના.) ૧૭. સોમપરા. ૧૮. હરસોરા. ૧૯. જોસધરા. ૨૦. ગંગાપુત્ર. ૨૧. મોઢમૈત્રા. ૨૨. ગોમિત્રા. ૨૩. આધગોડ. ૨૪. ગૂર્જરગૌડ. ૨૫. કરાડા. ૨૬. વાયડા. ૨૭. ભટમેવાડા. ૨૮. ત્રવાડી મેવાડા. ૨૯. દ્રાવિડ. (પુદ્ગરાદિ ચોવીશ પ્રકારના.) ૩૦. દેશાવાલ. ૩૧. રાયકવાલ. (બે તડના.) ૩૨. રોઢવાલ. ૩૩. ખેડાવાલ. (બાહ્ય તથા ભીંતરા.) ૩૪. સિંધુવાલ. ૩૫. પલ્લિવાલ. ૩૬. ગોમતીવાલ. ૩૭. ઇંટાવાલ. ૩૮. મેડતાવાલ. ૩૯. ગયાવાલ (માગધ). ૪૦. અગસ્ત્યવાલ ૪૧. પ્રેતવાલ. ૪૨. યાજ્ઞિકવાલ. ૪૩. ઘોડવાલ. ૪૪. પુદવાલ. ૪૫. ઉનેવાલ. ૪૬. રજવાલ. ૪૭. કનોજીઆ. ૪૮. શરવરીઆ. ૪૯. કંડોલીઆ. ૫૦. કરખેલીઆ. ૫૧. પરવાલીઆ. ૫૨. સોરઠીઆ સારસ્વત. ૫૩. તંગમોડીઆ. ૫૪. સણોઠીઆ. ૫૫. બંશાવધા. ૫૬. મો-

તાલા. (બે પ્રકારના.) ૫૭. ઝારોલા. ૫૮. રાયપુલા. ૫૯. કપિલા. ૬૦. અક્ષયમંગલા. ૬૧. ગુગળી. ૬૨. નાપલા. ૬૩. અનાવલા. (ભાઠેલા ને દેશાઇ). ૬૪. શ્રીમાળી. ૬૫. ત્રિવેદી મોઢ. ૬૬. ચાતુર્વેદી મોઢ. ૬૭. અગ્યાર્પણા મોઢ. ૬૮. જેઠીમલ મોઢ. ૬૯. ધીણોજા (બેતુ)જા મોઢ. ૭૦. શ્રીપાળી મોઢ. ૭૧. ખીજડીઆ મોઢ. ૭૨. તાંજળીઆ મોઢ. ૭૩. વાલ્મિક. (વાલમ). ૭૪. નારદીઆ. ૭૫. કલિંગા. ૭૬. તૈલંગ. (વેલનાડુ, વેગીનાડુ, મુર્કિનાડુ, કર્ણકર્મા, તિલંગાણી ને કાસલનાડુ એમ છ પ્રકારના.) ૭૭. ભાર્ગવ. ૭૮. માલવી શ્રીગોડ. ૭૯. નંદવાણા. ૮૦. ભરથાણા. ૮૧. પુષ્કરણા. ૮૨. સિંધવા સારસ્વત. ૮૩. ખડાયતા. ૮૪. મારૂ. ૮૫. દાયમા. ૮૬ ચોવીશા. ૮૭. જાંબુ. ૮૮. મહારાષ્ટ્ર. (દેશસ્થ ને કોંકણસ્થ.) ૮૯. દધિચ. ૯૦. લલાટ. ૯૧. કાન્યકુબ્જ. ૯૨. ખેરસદા. ૯૩. પંચોલિ. ૯૪. ઉત્કલ. ૯૫. આગોટી. ૯૬. માથુર. (ચોબા). ૯૭ મૈથિલ. ૯૮. કલભવ. ૯૯. દશાહરા. ૧૦૦. તલાજીઆ. ૧૦૧. પારાશરી. ૧૦૨. આભીરા. ૧૦૩. કુરુવાલ. ૧૦૪. સનાઢય (સનોડીઆ). ૧૦૫. હર્યાણા. ૧૦૬. શાકલદ્વીપી. ૧૦૭. ગોલવાલ. ૧૦૮. પ્રયાગવાલ. ૧૦૯. ગોપવાલ. ૧૧૦. રવિવાલ. ૧૧૧. કલાદત્રાગડ. ૧૧૨. અંતર્વેદી. ૧૧૩. ગાલવ. ૧૧૪. કાપિત્થ. ૧૧૫. વટમૂલ. ૧૧૬. સગાલવાટ. ૧૧૭. ખારોલા. ૧૧૮. ખરેંસાદા. ૧૧૯. ડેરોલા. ૧૨૦. ઓરપાલ. ૧૨૧. નિયોગી. (ચાર પ્રકારના.) ૧૨૨. ત્રિહોત્ર. ૧૨૩. દ્વાત્રિંશદ્ગ્રામ (છવીશ પ્રકારના.) ૧૨૪. ભોજક. ૧૨૫. માધ્યંજન. ૧૨૬. બંગાલી. ૧૨૭. તપોધન. ૧૨૮. કંદાવર. ૧૨૯. કોટ. ૧૩૦. શિવલિ. ૧૩૧. ચોરાશી મેવાડા. ૧૩૨.

બગુલ. ૧૩૩. બારડ. ૧૩૪. વાસિષ્ઠ. ૧૩૫. સૌરભ. ૧૩૬. દાલભ્ય. ૧૩૭. સુખસેન. ૧૩૮. ભટ્ટનાગર. ૧૩૯. સૂર્યધ્વજ. ૧૪૦. કુકલ. ૧૪૧. કિલવંત. ૧૪૨. દેવરુખ. ૧૪૩. શેણુવી સારસ્વત. ૧૪૪ શુક. ૧૪૫. પારીખ ૧૪૬. શિખવાલ. ૧૪૭. મેદપાઠ ૧૪૮. સૂઘગોર. ૧૪૯. ગોલાગોર. ૧૫૦. ધોબીગોર. ૧૫૧. કાછીઆગોર. ૧૫૨. ગંધર્વગોર. ૧૫૩. કોલીગોર. ૧૫૪. ખારવાગોર. ૧૫૫. રાજગર. ૧૫૬. મોચીગોર. ૧૫૭ બરડાઈ ઇત્યાદિ. ઇત્યાદિ.

શિવપાંચાલ, ઉપપાંચાલ અને બ્રહ્મપાંચાલ એ ત્રણ પ્રકારના બ્રાહ્મણો ઉપબ્રાહ્મણો ગણાયછે.

પાતિત્યગ્રામ, મિથુનહર, બેલંજિગ્રામ, ગોરાષ્ટ્ર, કેરલ, તુલવ, નૈબુરુ, હૈવ ને યંબરાદ્રિ એ નવ પ્રકારના બ્રાહ્મણો પતિત બ્રાહ્મણો ગણાયછે.

પૂર્વોક્ત બ્રાહ્મણોમાંના જેઓ ગૂજરાતમાં રહેછે, તેઓમાંના કેટલાકમાં દેશાદિના ભેદથો સંવા (સમૂહ) પડેલા છે. વળી કેટલાકમાં ક્લેશાદિને લીધે તડો પડેલાં છે, અને અદ્યાપિ પણ પડતાં જાયછે.

સૂર્યવંશી અને ચંદ્રવંશી એવાં બે ક્ષત્રિયકુલ પ્રાચીન કાલમાં આર્યાવર્ત્તમાં હતાં. પશ્ચાત્ તેમાંથી જાદવ, કછવાહા, પરમાર, તોંવર, ચહુવાણ, સોલંકી, રાંદેલ, સીસોર, આભીવર, દાહિમા, મકવાણા, ગોહિલ, ગહિલોત, ચાવડા, પઢાર, રાઠોડ, દેવડા, ટાંક, સિંધવ, અનિગ, યોતિક, પ્રતિહા, દધીખટ, કારંટપાલ, કોટપાલ, હુણ, હાડા, ગોડ, જેઠવા, જટ, ધ્યાનપાલ, લકુમ, રાજપાલ ને કાલછર એ કુલો ઉત્પન્ન થયાં.

બ્રહ્મક્ષત્રિય, ભાટીઆ, લોહાણા, ખત્રી, મરાઠા અને ભાનુશાલી (ભણુશાલી) એઓ પણ ક્ષત્રિયકુલના છે, એમ તેમના ઉત્પત્તિગ્રંથોથી જણાયછે.

પરમારની પાંત્રીશ, રાઠોડની તેર, જાદવની વીશ, ચહુવાણની ચોવીશ ને સોલંકીની સાત શાખા મળી કુલ નવ્વાણું શાખા ક્ષત્રિયમાં હોવાનું પણ કહેવાયછે. અને મુસલમાનોએ વટલાવ્યાથી મોલેસલામ, ખોજા ને મેમણ ઇત્યાદિ જાતિઓ એમાંથી જુદી પડીછે.

કણબી—લેઉઆ તથા કેડવા, વાણીઆ ને વૈશ્યસુતાર એ વૈશ્ય હોય એમ તેમની વર્તમાન સ્થિતિપરથી જણાયછે, પણ પ્રથમની બે જાતિના વહિવંચાથી જણાયછે કે તેઓ પૂર્વે ક્ષત્રિય હતા. કેડવા કણબી એક પ્રકારના છે. લેઉઆ કણબીમાં પાટીદાર તથા કણબી એવા બે વિભાગ છે. તેઓની ગ્રામાદિપરત્વે ઘણી શાખાઓ છે. વાણીઆની નીચે પ્રમાણે નાતો છેઃ—

શ્રીશ્રીમાળી, શ્રીમાળી, અગરવાળ, અનેરવાળ, આઠબરજી, આરચિતવાળ, ઓરવાળ, ઓસવાળ, અડોરા, કઢેરવાળ, કપોલ, કરબેરા, કાકલીઆ, કાજોટીવાળ, કોરટાવાળ, કંબોવાળ, ખડાયતા, ખાતરવાળ, ખીચી, ખંડેવાળ, ગસોરા, ગુજરવાળ, ગોયલવાળ, નફાક, નરસિંહપરા, નાગર, નાગદ્રા, નાઘોરા, ચિત્રોડા, ચેહેત્રાવાળ, ઝારોલા, જીરનવાળ, જૈલવાળ, જેમા, જણુ, ઝલિયારા, ઠાકરવાળ, ડીકુ, ડીંડોરીઆ, ડીસાવાળ, તેરોટા, તીપોરા, દસારા, દોઇલવાળ, પદમોરા, પલેવાળ, પુષ્કરવાળ, પંચમવાલ—પાંચા, બટીવરા, બરૂરી, બાઇસ, બાઓઆ, બાબરવાળ, બામણવાળ, બાલમીવાળ, બાહોર, બેડનોરા, ભાગેરવાળ, ભારીજા, ભુંગરવાળ, ભુંગડા, માનતવાળ, મેડતાવાળ, માડ,

મેવાડા, મોહીરીઆ, મંગોરા, મંડાહુલ, મોઢ (અડાલજા, માંડલિયા ને ને ગોભુજા), મેડોરા, લાડ, લાડીસાકા, લિંગાઇત, વાયડા, સ્તમ્ભી, સુરરવાળ, સિરફેરા, સોની, સોજતવાળ, સારઠિયા, સોહારવાળ, સાચોરા, હરસોરા, સૌરઠીઆ ને નીમા.

હવે ગૂજરાતના બ્રાહ્મણોના કર્તવ્યને સંક્ષેપમાં કહીએછીએઃ—

ગૂજરાતમાં રહેનારા બ્રાહ્મણોએ પરસ્પરમાં કુસંપ તથા ઈર્ષ્યાનો ત્યાગ કરી ઐક્ય તથા પ્રેમની વૃદ્ધિ કરવી જોયીએ. કુસંપ અને ઈર્ષ્યાથી જેમ વ્યક્તિની અધોગતિ થાયછે, તેમ જ્ઞાતિઓના પરસ્પરના કુસંપ અને ઈર્ષ્યાથી જ્ઞાતિઓનો પણ અધઃપાત થાયછે, એ વાત સ્મરણમાં રાખવી જોયીએ. ધન અને વિદ્યાથી આર્ય થવાતું નથી, પણ સદાચરણથી જ આર્ય થવાયછે, એમ **'वृत्तेन हि भवत्यार्यो न धनेन न विद्यया।।'** એ વચનથી શિષ્ટો કહેછે, માટે સદાચરણ સંપાદન કરવા સતત ઉદ્યમી રહેવું જોયીએ. જ્ઞાન (આત્માના તથા પરમાત્માના સ્વરૂપને જાણવુંઅનુભવવું), સત્ય (યથાર્થ ભાષણ), દમ (પાંચ જ્ઞાનેંદ્રિયો તથા પાંચ કર્મેંદ્રિયોને અયોગ્ય વિષયોમાં ન જવા દેવાનું સામર્થ્ય), શ્રુત (લૌકિક તથા પારમાર્થિક વિદ્યા), અમાત્સર્ય (ઈર્ષ્યાનો અભાવ), હ્રી ( નહિ કરવાયોગ્ય કાર્યમાં લોકલજ્જા), તિતિક્ષા ( સુખદુઃખાદિ દ્વંદ્વોનું સહન), અનસૂયા (અન્યના ગુણોમાં દોષોનું આરોપણ કરવાનો અભાવ), યજ્ઞ (પંચમહાયજ્ઞ), દાન (સુપાત્રને અન્નવસ્ત્રાદિ યથાશક્તિ આપવું), ધૃતિ ( ધનહાનિથી કિંવા ઇષ્ટ પ્રાણિપદાર્થના વિયોગથી ચિત્તને ખેદયુક્ત ન થવા દેવાનું સામર્થ્ય), અને શમ (અયોગ્ય વિષયોના ચિંતનથી મનને મોકળું રાખવાનું બલ) એ બાર બ્રાહ્મણનાં મહાવ્રત છે, અને પ્રત્યેક બ્રાહ્મણે

પોતાના બ્રાહ્મણપણાની રક્ષામાટે તેનું અવશ્ય પાલન કરવું જોયીએ. તથા દયા (સર્વ પ્રાણિઓપર કરુણા), ક્ષાંતિ (અન્યના કરેલા અપકારને સહન કરવાનું સામર્થ્ય), અનસૂયા (સદ્‌ગુણી પુરુષોના સદ્‌ગુણોમાં દોષોનું આરોપણ કરવાનો અભાવ), શૌચ (આહારની તથા શરીરની શુદ્ધિ), અનાયાસ (ઇંદ્રિયો તથા અંતઃકરણને અતિ યત્નદ્વારા ખેદ ઉપજે એવાં કાર્યોમાં અપ્રવૃત્તિ), માંગલ્ય (કલ્યાણકારી કાર્યોમાં ઉત્સાહ), અકાર્પણ્ય (સ્વસામર્થ્યાનુસાર અન્નદાનાદિ કરવામાં ઔદાર્ય) ને અસ્પૃહા (અન્યનાં ધનધાન્યાદિમાં સ્પૃહાનો અભાવ) એ આઠ આત્મગુણો પણ બ્રાહ્મણે અવશ્ય સંપાદન કરવાયોગ્ય છે.

પ્રત્યેક ગૃહસ્થાશ્રમી તથા પુત્રપુત્રીવાળા બ્રાહ્મણે પોતાનાં પુત્રપુત્રીને સ્વધર્મનું જ્ઞાન આપવુંઅપાવવું જોયીએ, તથા સ્વધર્મપાલનમાં તેમની પ્રવૃત્તિ થાય એવા ઉપાય યોજવા જોયીએ. લૌકિક વિદ્યાસાથે ધર્મનું જ્ઞાન આપવામાં આવે તો જ તેઓ સદાચરણ અને સંતોષદ્વારા સુખી થાયછે, અન્યથા થતાં નથી. પુત્રને ઉપવીત આપ્યાપછી તેની સંધ્યાવંદનમાં અવશ્ય પ્રવૃત્તિ કરાવવી જોયીએ, તથા સ્વધર્મપાલનથી થતા લાભો સમજાવવા જોયીએ. કુસંગમાં તથા કુકર્મમાં તેમની પ્રવૃત્તિ ન થવા પામે એમ સાવધાનતા રાખવી, કેમકે સ્વભાવ ન પડવા દેવો એ સહેલું કાર્ય છે, પણ પડેલો સ્વભાવ તજવો એ ઘણું કઠિન કાર્ય છે. જ્ઞાતિના મુખ્ય માણસોએ પણ પોતપોતાની જ્ઞાતિના બાલકોને ઉપવીત અપાયાપછી તેમની સંધ્યાવંદનમાં તથા યથાશક્તિ શાસ્ત્રાધ્યયનમાં પ્રવૃત્તિ થયી છે કે નહિ તેનું નિરીક્ષણ કરી જ્યાં જ્યાં તેનો અભાવ પ્ર-

તીત થાય ત્યાં ત્યાં તેનાં કારણો શોધી તેને દૂર કરી તે કાર્યમાં તેમની પ્રવૃત્તિ કરાવવી જોયીએ.

બાલલગ્નનો પ્રચાર જેમ બને તેમ નિર્મૂલ કરી નાંખવામાટે દશ વર્ષની અંદરની પુત્રીને ને વીશ વર્ષની અંદરના પુત્રને અતિ આપત્તિકાલવિના નહિ પરણાવવાં જોયીએ, તથા કન્યાને ઋતુપ્રાપ્તિ થયા. પહેલાં બાલકોનો ગૃહસ્થાશ્રમ ન આરંભાય તેવિષે પૂરતી સાવધાનતા રાખવી ઉચિત છે.

કન્યાવિક્રય અને વરવિક્રય કરવાનો ધારો જે જે બ્રાહ્મણજ્ઞાતિમાં અજ્ઞાન, લોભ કે અસત્ય મોટાઇથી પડયો હોય તે દૂર કરવા તે તે જ્ઞાતિના મુખ્ય માણસોએ દેશકાલાનુસાર ધારા બાંધી તે પ્રમાણે પોતાની જ્ઞાતિ યથાર્થ રીત્યા વર્તે એમ વ્યવસ્થા કરવી જોયીએ. સૂની (કસાઇ) જ્યારે પશ્વાદિનું માંસ વેચેછે, ત્યારે કન્યાવિક્રય કરનારા પોતાની પુત્રીરૂપ મનુષ્યમાંસને વેચેછે એ કેવું અયોગ્ય છે!

ઋણ કરીને કારજવરા કરવા નહિ. મરણપરણના પ્રસંગમાં યથાશક્તિ શાસ્ત્રાનુસાર જેટલું કર્તવ્ય હોય તેટલું કરવું. રૂઢીને લીધે અથવા ખોટી મોટાઇના લોભથી શક્તિઉપરાંત વ્યય કરવો નહિ.

કોઈ પ્રકારના દુર્વ્યસનને સેવવું નહિ. ભાંગ, ગાંજો, માજમ, અફીમ, બીડી, જરદો કે અફિણાદિના વ્યસનથી દૂર રહેવું એ સારું છે. કેમકે એવાં વ્યસનોથી દ્રવ્યનો નિષ્પ્રયોજન વ્યય થાયછે, અપવિત્રતા વધેછે, અને ધર્મનાં તથા વ્યવહારનાં કાર્યમાં આલસ્યાદિ ઉપજવાથી હાનિ થાયછે. વામમાર્ગનો આશ્રય કરી કોઈ મદ્યમાંસ-

નું સેવન કરતા હોય તો તેમણે તેનો ત્યાગ કરવો ઉચિત છે. મદ્ય-માંસના સેવનથી કલ્યાણ નહિ પણ પરિણામે અકલ્યાણ જ છે, એમ જાણવું. જ્ઞાતિના અગ્રેસરોએ પોતાની જ્ઞાતિમાં દુર્વ્યસનરૂપ અનાચારનો પ્રવેશ કિંવા વધારો ન થવા પામે તેમાટે સાવધાનતા રાખવાની આવશ્યકતા છે.

કૃષિકર્મ અને ભિક્ષાવૃત્તિ કરી જીવન ચલાવનારા બ્રાહ્મણોએ વિદ્યા તથા સદુદ્યોગ સંપાદન કરી તે કાર્યનો ત્યાગ કરવો જોયીએ. જેમનાથી વર્તમાનમાં એ પ્રમાણે બની શકે નહિ તેમણે સ્વધર્મપાલનસાથે તે કાર્ય કરવાં, સ્વધર્મનો ત્યાગ કરી તે કાર્યમાં જ નિમગ્ન રહેવું યોગ્ય નથી.

જમવાજમાડવાની રૂઢીઓ પણ નિયમમાં લાવવાની અપેક્ષા છે. એ રૂઢીઓથી દ્રવ્ય તથા કાલનો નિષ્પ્રયોજન ભોગ અપાયછે, અને પરાન્નપર નિરંતર રુચિ રાખનારા ભૂદેવોને વાસ્તવિક લાભને સ્થાને પ્રત્યક્ષ હાનિ થતી અનુભવાયછે. શાસ્ત્રને માન આપી, દેશકાલનો વિચાર કરી જે કર્તવ્ય હોય તે કરવું, પણ રૂઢીઓને લીધે નિર્ધન મનુષ્યોને પીડવા નહિ, તથા સ્વલ્પ સમયમાં એવા ભોજનાદિ કાર્યની સમાપ્તિ થયી જાય એવી વ્યવસ્થા રાખવી જોયીએ.

પ્રત્યેક જ્ઞાતિના બ્રાહ્મણોના વિચારવાન્ પુરુષોએ પોતપોતાની જ્ઞાતિની ઉત્પત્તિ અને સ્થિતિનો વિચાર કરી પોતાની જ્ઞાતિ પ્રાચીન વર્ણવ્યવસ્થાઉપર આવે એવા ઉપાયો યોજવા જોયીએ, અને આચારવિચારાદિની જે જે શિથિલતા જણાતી હોય તે તે યોગ્ય ઉપાયથી દૂર કરવી જોયીએ.

જે બ્રાહ્મણો ક્ષત્રિય તથા વૈશ્યના પુરોહિતનું કામ આજીવિકામાટે કરતા હોય તેમણે પોતાના યજમાનોને ત્યાં થતાં શ્રૌતસ્માર્ત કર્મ યથાવિધિ કરાવવાં જોઈએ, પ્રમાદાદિને વશ થયી અન્યથા ન કરાવવાં જોયીએ. તેમ જ તેઓમાં સ્વધર્મપાલનમાં શિથિલતા આવી ગયી હોય તે યોગ્ય ઉપાયોથી દૂર કરાવવી જોયીએ.

અજ્ઞાનની વૃદ્ધિ થાય ત્યારે સ્થૂલ અસદાચાર વધેછે, ને અવશ્ય કર્તવ્યમાં શિથિલતા પ્રસરેછે. એ અસદાચારનાં નીચેનાં બે દૃષ્ટાંતો એક પ્રસિદ્ધ ગ્રંથકારના લેખમાંથી આપીએછીએ તેથી જણાશે કે સામાન્ય બુદ્ધિના માણસો ભ્રષ્ટતાના વાસ્તવિક હેતુઓ જે મિથ્યાભાષણ, પરદારગમન, ચોરી, લાંચ, ક્રોધ, લોભ, સ્વધર્મત્યાગ ને દુર્વ્યસનાદિ દુરાચરણ છે, તેમનું વિસ્મરણ કરી કેવી સ્થૂલ વાતોને ભ્રષ્ટતાના હેતુરૂપે સમજેછે.

"એક ગામમાં કોઈ સંપ્રદાયના આચાર્ય આવ્યા હતા, તે ગૂજરાતના બ્રાહ્મણોની નિંદા કરતા હતા, કે આ દેશના બ્રાહ્મણો પાણી ભરવાને શૂદ્રને ચાકર રાખેછે, પણ અમારે વાસ્તે બ્રાહ્મણસિવાય કોઈ પાણી ભરી લાવે તો તે પાણી અમારા દેશી બ્રાહ્મણો કોઈ પીતા નથી. પછી તે જ ગામમાં બીજા કોઇ આચાર્ય તે જ રાત્રે આવ્યા. તેમણે એ વાત સાંભળી, ત્યારે તેમણે કહ્યું કે અમે તો પોતાનો ન્યાતીલો ભરી લાવે તે જ પાણી પીએછીએ, અને જે પરન્યાતીલાનું ભરેલું પાણી પીએછે, તે ભ્રષ્ટ છે."

"એક ઠેકાણે પશ્ચિમમાં શ્રીમાળી બ્રાહ્મણ એક તથા એક નાગર અને એક પૂરવીઓ બેઠા હતા, ત્યાં કાંઈ વાત નીસરી, ત્યારે શ્રી-

માળી બોલ્યો કે, 'ઔદીચ્ય બ્રાહ્મણ વગેરેની છાશ, અથાણું તથા પાણી અમારે ખપેછે, પણ તેને ઘેર જમીએ તો વટલાઇએ.' ત્યારે નાગર બોલ્યો કે, 'સાઠોદરા, વિશનગરા વગેરેના વજ્ઝુંપાણી પી'એ તો પણ અમે વટલાયીએ. પોતાની ન્યાતવાળાનું જ રાંધ્યું અમારે ખપેછે.' ત્યારે પૂરવીએ કહ્યું કે, 'હમેરે બૈયાકે ચોકેમેં હમ જીમતા નહિ. હમેરે દેશકા આચાર બડા હૈ, તુમ સબ ગૂજરાતી બ્રાહ્મણ ભ્રષ્ટ હો ગયે.'"

પંચદ્રાવિડો જેઓ શુદ્ધ આચાર પાળતા હોય તેવાઓને પરસ્પરમાં અન્નોદકનો વ્યવહાર રાખવામાં શાસ્ત્રથી બાધ નથી. છતાં લોકવાસનાથી કિંવા રૂઢીથી જેઓ બાધ માનતા હોય તેમણે પણ ભિન્ન જ્ઞાતિવાળા સદાચારી બ્રાહ્મણને પોતાનાથી નીચ માનવાના અયોગ્ય કાર્યથી ઉપરામ પામવું જોયીએ.

હવે ક્ષત્રિયવૈશ્યના વિશેષ કર્તવ્યને સંક્ષેપમાં કહીએછીએઃ—

ક્ષત્રિય તથા વૈશ્યોએ પણ પોતપોતાની વર્ણોને પ્રાચીન સ્થિતિપર લાવવા યત્નશીલ થવું જોયીએ. સંસ્કારોમાં તથા ધર્મપાલનમાં જ્યાં જ્યાં ન્યૂનતા જણાતી હોય ત્યાં ત્યાં સુધારો કરવો જોયીએ. સંપ્રદાયના ભિન્નપણાનો ક્લેશ ત્યજી પરસ્પરમાં સંપ રાખી સ્વવર્ણની ઉન્નતિ કરવા યત્ન આરંભવો આવશ્યક છે. ક્ષત્રિયોનો મોટો ભાગ યજ્ઞોપવીત ધારણ કરેછે, થોડો ભાગ ધારણ કરતો નથી. જેઓ ધારણ કરતા હોય તેમણે પોતાના પુત્રને ઉપવીતસંસ્કાર યથાવિધિ કરાવવા સાવધાનતા રાખવાની અપેક્ષા છે. જેઓ ઉપવીત ન ધારણ કરતા હોય તેમણે શ્રીરૂપનયનમીમાંસાદિ ગ્રંથમાં

કથાપ્રમાણે પ્રાયશ્ચિત્ત કરાવી પોતાના પુત્રોને યોગ્ય કાલે ઉપવીતસંસ્કાર કરાવવો જોયીએ. વૈશ્યોમાંથી કેટલાએક વાણીઆ અને પાટીદારો ઉપવીત ધારણ કરેછે, પણ તેઓનો મોટો ભાગ ઉપવીતવિનાનો છે. તેમણે પણ પૂર્વોક્ત રીતે ઉપાય યોજી પોતાના વર્ણની પ્રાચીન સ્થિતિ સંપાદન કરવા યત્ન સેવવો જોયીએ. વૈશ્યસુતારોએ પણ પોતાના પુત્રોને ઉપવીતસંસ્કાર યથાવિધિ થાય એમ લક્ષ્ય રાખવાની અપેક્ષા છે.

ક્ષત્રિય અને વૈશ્ય વર્ણોમાં સંસ્કારની પ્રકારાંતરતા, અપૂર્ણતા કે લોપ જોવામાં આવેછે, તેના મૂલકારણભૂત જૈનાચાર્યો અને પછીના કારણભૂત અણસમજુ બ્રાહ્મણો છે. બૃહજ્જ્યોતિષાર્ણવમાં પણ નીચેના શ્લોકથી એમ જ દર્શાવ્યુંછે:—

"वर्णधर्मविनाशे तु जैनाचार्योऽत्र कारणम् ।
पश्चाच्च ब्राह्मणाः सर्वे ये वै चा ण्यपंडिताः ॥"

અર્થ:—આ ભરતખંડમાં વર્ણધર્મના વિનાશમાં જૈનાચાર્ય કારણ છે, અને પછી સર્વે બ્રાહ્મણો જેઓ અરણ્યપંડિતો હતા, તેઓ કારણ છે.

જૈનાચાર્યોએ પોતાના સિદ્ધાંતના પ્રસારમાટે વર્ણધર્મને શિથિલ કર્યા, તેને યોગ્ય ઉપાયોથી સતેજ કરવાને સ્થાને ઉલટા તેમને વધારે શિથિલ કરવા લાગ્યા કિંવા થવા દીધા એ તે કાલના તેવા બ્રાહ્મણોનો દોષ છે, એમ ન્યાયી વિદ્વાનો માનેછે.

શંકા:—હાલ ગૂજરાતમાં વસેલા બ્રાહ્મણવિનાના આર્યો જે-

મને અસંખ્ય પેઢીથી વેદમંત્રથી સંસ્કાર થવાનું મૂલ જડતું નથી, તેવા લોકોને શાસ્ત્રસમ્મતિથી કયી જાતિમાં ગણુવા ? કદી અનુમાનથી ક્ષત્રિયવૈશ્યો હશે એમ માનીએ, તો પણ તેમની કેટલી પેઢીથી ઉચ્છિન્ન યજ્ઞોપવીત વેદમંત્રથી થયાં છે ? અને કદિ ત્રણ પેઢીથી વધારે ઉચ્છિન્ન સંસ્કાર થયા હોય તો તેમને હવે પ્રાયશ્ચિત્ત આપી યજ્ઞોપવીત થયી શકે કે કેમ ? ને થયો શકે તો કેટલું પ્રાયશ્ચિત્ત આપતું જોયીએ ?

સમાધાન:—આર્ય શબ્દવડે બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્ય એ ત્રિવર્ણનો બોધ થાયછે, એ પૂર્વે દર્શાવેલું છે. બ્રાહ્મણવિનાના આર્ય તે ક્ષત્રિયવૈશ્ય છે. એ ક્ષત્રિયવૈશ્યો હાલ જ ગૂજરાતમાં આવી વસ્યા નથી, પણ બ્રાહ્મણોની સાથે કિંવા સહજસાજ આગળપાછળ ઘણાં વર્ષોથી ગૂજરાતમાં આવી વસેલા છે. જે વાત તેમની ઉત્પત્તિના લેખો તથા દંતકથાઓથી સિદ્ધ છે. વર્તમાનમાં જે ક્ષત્રિયવૈશ્યોને વેદમંત્રથી સંસ્કાર કરાતા નથી, કિંવા અપૂર્ણ રીતે કરાયછે, તેનો પ્રથમ આરંભ જૈનધર્મના અતિપ્રાબલ્યમાં થયોછે. એ ધર્મના તથા બુદ્ધધર્મના અતિશય પ્રાબલ્યમાં વેદધર્મ અસ્તપ્રાય થયી ગયો હતો, એ વાત ભરતખંડના ઇતિહાસથી સિદ્ધ છે. આવા વિકટ સમયમાં બ્રાહ્મણો પણ પોતપોતાનો યથાસાધ્ય વર્ણધર્મ માંડમાંડ પાળી શક્યા, ત્યારે ક્ષત્રિયવૈશ્યના વર્ણધર્મની રક્ષા ક્યાંથી કરી શકે ? બ્રાહ્મણોમાં વિદ્યાનો પ્રચાર ઘટવા માંડયો હતો, વેદશાસ્ત્રોપર પરધર્મિઓના અસંત આક્ષેપોથી તેનું અધ્યયન ન્યૂનપણે થતું હતું, અને ક્ષત્રિયવૈશ્યનો મોટો ભાગ ને કેટલાક બ્રાહ્મણો પણ જૈન તથા બુ-

દ્ધધર્મના અનુયાયી થયા હતા, એટલે તે કાલે તેમાંના કેટલાક ભાગને વૈદિક સંસ્કારો યથાવિધિ નહિ થતાં પ્રકારાંતરે થવા લાગ્યા, ને કેટલાક ક્ષત્રિયવૈશ્યોમાં તેનો લોપ થયો. આવા આપત્તિકાલમાં સંસ્કારનું રૂપાંતર કે લોપ થયેલ હોય તે સર્વથા ક્ષંતવ્ય છે. વળી '**असंस्कृतेऽपि जातिमात्रस्यानपायात् ॥**' (સંસ્કાર નહિ થયા છતાં પણ જાતિમાત્રનો નાશ ન હોવાથી) એ સ્મૃતિસંગ્રહના વચનથી અસંસ્કારી સ્થિતિથી ક્ષત્રિયવૈશ્યની ક્ષત્રિયવૈશ્યજાતિનો નાશ થતો નથી, એમ સિદ્ધ થાયછે, ને વર્તમાનમાં પણ તેમને સૌ ક્ષત્રિયવૈશ્ય તરીકે ઓળખેછે. સર્વ ક્ષત્રિયવૈશ્યોને વેદોક્ત રીતે ઉપનયન થતું નથી, એ વાર્તા મિથ્યા છે. કેટલાક ક્ષત્રિયવૈશ્યોને વેદોક્તરીત્યા જ ઉપનયન થાયછે. કેટલાએકને પુરોહિતના અજ્ઞાનથી અને યજમાનની ઉપેક્ષાથી પુરાણોક્તરીત્યા ઉપનયન થાયછે, ને કેટલાક ક્ષત્રિયવૈશ્યોને ઉપનયન થતાં નથી, પણ તેઓનો ઉપનયનવાળાઓસાથે ભોજનવ્યવહાર તથા કન્યાવ્યવહાર છે, તેથી તેમની ક્ષત્રિયવૈશ્યજાતિમાં શંકા લાવવા કારણ નથી. વ્રાત્યતા એ ઉપપાતક છે, ને એ ઉપપાતક પરંપરાના અભ્યાસથી વર્તમાનમાં મહાપાતકરૂપ થયું ગણાયછે, અને '**द्वादशभिर्वर्षैर्महापातकिनः पूयंते ॥**' (મહાપાતકી બાર વર્ષે શુદ્ધ થાયછે) એ હારીતમુનિના વચનાનુસાર તે વ્રાત્ય દ્વાદશ વર્ષે શુદ્ધ થાયછે. બાર વર્ષને સ્થાને ૩૬૦ ગૌદાન થાયછે, વિગેરે વિશેષ નિર્ણય પ્રમાણવચનોસહિત વર્ણમીમાંસાદિ લેખમાં જોવો. બ્રાહ્મણોમાં જેમ હીનાચાર નામની વ્રાત્યતા આવીછે, તેમ ક્ષત્રિયવૈશ્યોમાં આવીછે, માટે એ ત્રણે વર્ણોની ઉન્નતિ માટે વિદ્વાનોએ ય-

થાશક્તિ યત્ન કરવો જોયીએ. ક્ષત્રિયવૈશ્યોને શૂદ્ર કરવાથી કાંઈ બ્રા લ્હણોની સ્થિતિ સુધરવાની નથી, પણ બગડતી જતી હશે, તેમાં ઉલટો વધારો થશે, અને ક્ષત્રિયવૈશ્યનો તો પ્રત્યક્ષરીતી નાશ જ થશે. સામ, દાન, ભેદ ને દંડ એ ચાર પ્રકારની વ્યક્તિને કે સમૂહને સુધારવાની નીતિ છે. બ્રાહ્મણોને તેમનું કર્તવ્ય યથાવિધિ સમજાવી તેમાં પ્રેરવા તે સામનીતિ છે, પુસ્તકો દ્રવ્યાદિ આપી તેમને સ્વધર્મપાલનમાં સ્થિત કરવા એ દાનની નીતિ છે, ને ક્ષત્રિયવૈશ્યોની સ્વધર્મમાં પ્રવૃત્તિ થયેલી જોયી લજ્જા તથા લોકવાસનાને લીધે સ્વધર્મપાલનમાં બ્રાહ્મણો પ્રેરાય એ ભેદનીતિ છે. આ ભેદનીતિની રીતે પણ ક્ષત્રિયવૈશ્યોની ઉન્નતિસાથે જ અનાયાસે બ્રાહ્મણજાતિની પણ ઉન્નતિ થશે. દંડનીતિનો તો રાજાએ, ધર્મના આચાર્યે કે જ્ઞાતિના અગ્રેસરોએ ન ચાલતાં ઉપયોગ કરવાનો છે

શંકાઃ—આધુનિક વેદવિરુદ્ધ મતનું ખંડન કરનાર એક ઉદાસીન સાધુ તથા કેટલાક પંડિતો અને બ્રાહ્મણો ત્રણ પેઢીથી ઉપરના વ્રાત્યને ઉપનયનસંસ્કાર થાય નહિ એમ કહેછે, માટે ત્રણ પેઢીથી ઉપરના વ્રાત્યને ઉપનયનસંસ્કાર થયી શકે નહિ.

સમાધાનઃ—આ તમારી શંકા ન્યાયપુરઃસર નથી, માટે તેનો ઉત્તર આપવા અપેક્ષા નથી, છતાં તમારા મનના સમાધાનાર્થે તેનો સંક્ષેપમાં ઉત્તર આપીએછીએઃ—તે વક્તા ઉદાસીન સાધુ છે. ઉદાસીન એ નાનકપંથની એક શાખા છે. નાનકપંથ પંદરમા સૈકામાં આલેલો હોવાથી આધુનિક છે. તે પંથ વેદવિરુદ્ધ છે, એમ તો વેદ તથા સ્મૃતિકરતાં તે પંથમાં ગ્રંથસાહબ નામના ગ્રંથનું વિશેષ માન

છે, તેથી તથા જેનું શ્રુતિસ્મૃતિમાં મૂલ મળતુ નથી, એવી ઘણીએક ક્રિયાઓ તેઓમાં ચાલેછે, તેથી સિદ્ધ થાયછે. સાતવીશ આદિ ઘણી-એક ધર્મની જગ્યાઓમાં બ્રાહ્મણ, ક્ષત્રિય અને વૈશ્યાદિ પોતાના નાની વયના (એ ત્રણ કે ચાર પાંચ વર્ષના) પુત્રોને ભેટ મૂકેછે, ને તે ઉપવીતવિનાના બાલકોને ઉદાસીન અને નાગા સાધુઓ મંદિરના મહંતપાસેથી શિષ્ય કરવા માગી લેછે, ને તેને પોતે પંડિત હોય તો વેદાદિ શાસ્ત્રો ભણાવેછે, આ વગેરે અનંત વેદવિરુદ્ધ વિલક્ષણ પ્રવૃત્તિ ચાલેછે, તે શાસ્ત્રસિદ્ધ નથી, એ પ્રત્યક્ષ છે, તો તેનું ખંડન નહિ કરતાં અનુસરણ કરવું ને શાસ્ત્રસિદ્ધ તથા વર્ણધર્મની ઉન્નતિ કરનાર વ્રાત્યસંસ્કારનું ખંડન કરવું—તેઓ ખંડન કરતા હોય એમ જાણવામાં નથી છતાં જો તેઓ ખંડન કરતા હોય તો—તે અનુચિત છે. જે પંડિતો અને બ્રાહ્મણો વ્રાત્યસંસ્કારના વિરોધી હોય તેમણે વર્તમાનના સર્વ બ્રાહ્મણોની તથા પોતાની સ્થિતિ સર્વ પ્રકારે શાસ્ત્રસંમત છે કે નહિ તે ન્યાયપૂર્વક દર્શાવી આપવું જોયીએ. અન્યથા તેમનું એકપક્ષનું કથન ન્યાયપુરસર થયી શકે નહિ. ત્રણે વર્ણની સ્થિતિ સુધારવા ઉત્સાહપૂર્વક યત્ન કરનારા ઘણા પંડિતો તથા બ્રાહ્મણો ભરતખંડમાં છે. વર્તમાનમાં પંડિતજી ગટ્ટુલાલજી, સ્વામીશ્રી વિશુદ્ધાનંદજી, પંડિતજી નાનુરામજી, મહામહોપાધ્યાય ભીમાચાર્ય, પંડિતજી રામમિશ્ર તથા શાસ્ત્રી રણછોડજી વગેરે ઘણા પ્રસિદ્ધ પંડિતો તથા ઘણા સારા સારા બ્રાહ્મણો વ્રાત્યને સંસ્કાર થયી શકવાના મતમાં છે. મરહુમ મહામહોપાધ્યાય રાજારામ બોડસ પણ એ મતને પ્રોત્સાહન કરનારા હતા. જેમ કોઇની બાહ્ય આકૃતિ એકસરખી

નથી, તેમ અંતરમાં રહેલા સંસ્કારોની ભિન્નતાને લીધે સૌની રુચિ તથા પ્રવૃત્તિ પણ સમાન હોઇ શકે નહિ, તેથી કેટલાકને ક્ષત્રિયવૈશ્યનો અભાવ તથા વ્રાત્યને સંસ્કાર ન થવી શકે એ વાત ક્લિષ્ટ લાગતી હશે, પણ તે યોગ્ય છે કે અયોગ્ય છે, તે વિચારવાનું કાર્ય અમે વિચારી પ્રજાને સોંપીએ છીએ. ઐદ્રાગ્રન્થયાથી ત્રણ પેઢીથી ઉપરના વ્રાત્યને સંસ્કાર કરાવવામાં કોઈ પ્રકારનો શાસ્ત્રવિરોધ નથી. વિશેષ શાસ્ત્રાર્થ વિચારવો હોય તો વ્રાત્યસંસ્કારમીમાંસાનું ભાષાંતર જુઓ.

શંકાઃ—જેનો વિવાહ થયી ગયોછે, તથા પુત્રાદિ પ્રજા થયીછે, તેને ફરીથી પ્રાતિલોમ્ય આશ્રમ લઈ જનોઈ દેવાય કે કેમ?

સમાધાનઃ—જ્યેષ્ઠ વ્રાત્યને ઉપનયનસંસ્કાર કરવામાં પ્રાતિલોમ્ય આશ્રમ આપવાનો નથી, પણ તેમની જે ગૃહસ્થાશ્રમ માંડવાની સદોષ પ્રવૃત્તિ થયીછે, તે દૂર કરવાની છે. શાસ્ત્રમાં કહેલા સમયમાં ઉપવીત આપવું એ મુખ્ય પક્ષ છે, ને જ્યેષ્ઠવ્રાત્યને ઉપવીત આપવું, તે આપત્તિકાલનો ધર્મ છે, મુખ્ય ને નિત્ય ધર્મનથી. વિશેષ શાસ્ત્રાર્થમાટે વ્રાત્યસંસ્કારમીમાંસાનું ભાષાંતર જુઓ.

શંકાઃ—જે આર્યજ્ઞાતિમાં પુનર્લગ્નથી ગોલકપ્રજાની ઉત્પત્તિ થાયછે, તેનો પ્રચાર આપણી જ્ઞાતિમાં છે, તેવાને કઈ જાતિમાં ગણવા? અને તેઓનો વૈદિકકર્મમાં અધિકાર છે કે કેમ?

સમાધાનઃ—પુનર્લગ્નથી ગોલકપ્રજા ઉપજતી નથી. વિધવા સ્ત્રી જારથી જે પુત્ર ઉત્પન્ન કરે તે ગોલક કહેવાયછે. શ્રીમનુભગવાન્ પણ નીચેના શ્લોકથી એમ જ કહેછેઃ—

**"परदारेषु जायेते द्वौ सुतौ कुंडगोलकौ ।**
**पत्यौ जीवति कुंडःस्यात् मृते भर्तरि गोलकः ॥"**

અર્થ:—કુંડ અને ગોલક એ નામના બે પુત્રો પરદારાઓમાં ઉપજેછે. પંત જીવતાં છતાં સધવા સ્ત્રી જારથી જે પુત્ર ઉપજાવે તે કુંડ કહેવાયછે, અને પતિ મુઆપછી વિધવા સ્ત્રી જારથી જે પુત્ર ઉપજાવે તે ગોલક કહેવાયછે.

પુનર્લગ્નથી પૌનર્ભવ પ્રજા ઉપજેછે, એમ નીચેના શ્લોકથી મનુભગવાન્ કહેછે:—

**"या पत्या वा परित्यक्ता विधवा वा स्वेच्छया ।**
**उत्पादयेत्पुनर्भूत्वा स पौनर्भव उच्यते ॥"**

અર્થ:—જે સ્ત્રીને તેના પતિએ ત્યજી દીધી હોય તે અથવા વિધવા પોતાની ઇચ્છાથી બીજો પતિ કરી જે પુત્ર ઉપજાવે તે પૌનર્ભવ કહેવાયછે.

પ્રયોગપારિજાતમાં નીચેનું બ્રાહ્મનું વચન આપી કુંડગોલકને સંસ્કાર કરવાયોગ્ય કહ્યાછે:—

**"एवमेव द्विजैर्जातौ संस्कार्या कुंडगोलकौ ॥"**

અર્થ:—એ પ્રમાણે દ્વિજોથી ઉપજેલા કુંડગોલક સંસ્કાર કરવાયોગ્ય છે.

જ્યારે કુંડગોલક સંસ્કાર્ય છે; ત્યારે પૌનર્ભવ સંસ્કાર્ય હોય એ વિના કહે જ સમજાય એવું છે. વર્તમાનમાં પણ રાજગર તથા સારસ્વતાદિ બ્રાહ્મણોમાં અને ક્ષત્રિયોમાં એવા પૌનર્ભવને સંસ્કાર થયાં જાયછે. પુનર્લગ્ન સ્વજાતિમાં થાયછે, તેથી વર્ણવિલોપ થતો નથી, માટે માતાપિતાની જ્ઞાતિ તે પુત્રની જ્ઞાતિ છે, તેને સંકર કે શૂદ્ર ગણવાનો અવકાશ નથી. જે બ્રાહ્મણો, ક્ષત્રિયો ને વૈશ્યોમાં પુનર્લગ્ન

થાયછે, તેઓ ઉચ્ચ પ્રકારના ગણાતા નથી, તેમ જ જે જ્ઞાતિમાં પુનર્લગ્ન થાયછે, ત્યાં પણ બધી વિધવાઓ પુનર્લગ્ન કરતી નથી, તેથી તેનો પ્રચાર આખી જ્ઞાતિમાં કહેવાય નહિ. દેશકાલ જોયી તથા વિધવાઓમાં શુદ્ધ બ્રહ્મચર્ય પાલન કરવાનું અસામર્થ્ય જોયી માત્ર પુનર્લગ્નમાં તે જ્ઞાતિના અગ્રેસરો નિરોધ કરતા નથી. જો પૌનર્ભવ અન્ય જાતિમાં ગણાય તો કુંડ પણ અન્ય જાતિમાં ગણાવો જોયીએ. ને કુંડપ્રજા કયી જ્ઞાતિમાં કેવલ નહિ હોય એ કહેવું મનુષ્યશક્તિની બહાર છે.

આર્યવિધવાઓ પોતાના તથા પતિના શ્રેયમાટે શુદ્ધ બ્રહ્મચર્ય પાળી જીવન વ્યતીત કરે એજ તેમનો શાસ્ત્રસંમત નિત્યધર્મ છે. પુનર્લગ્ન કરવું એ સમયનો ધર્મ છે. જે દ્વિજોમાં પુનર્લગ્ન ચાલતું હોય ને દ્વિજોએ તે વ્યવહારને નિર્મૂલ કરવા પોતાની જ્ઞાતિમાં સદ્ધર્મની પ્રવૃત્તિ વિશેષ કરાવવી જોયીએ, તેમ જ વિધવાઓ પોતાનું કર્તવ્ય સમજતી થાય એવા પ્રકારનું શિક્ષણ તેમને મળે એવી વ્યવસ્થા કરવી જોયીએ.

જે જ્ઞાતિમાં પુનર્લગ્ન થતાં હોય તે જ્ઞાતિ આખી દૂષિત થતી નથી, માટે તેમને પોતાના વર્ણનાં વૈદિકકર્મો કરવાનો સંપૂર્ણ અધિકાર છે. કલિમાં માત્ર કર્તા જ લેપાયછે, એમ '**कृते तु लिप्यते देशस्त्रेतायां ग्राम एव च । द्वापरे कुलमेकं तु कलौ कर्ता विलिप्यते ॥**' એ વચનથી સિદ્ધ છે, માટે પૌનર્ભવને દૂષિત ગાનેલ છે, છતાં તેને પણ વૈદિકકર્મનો અધિકારી માનેલ છે, માત્ર દાનાદિમાં અનધિકારી માન્યોછે. જુઓ શ્રીમનુસ્મૃતિનો નીચેનો શ્લોકઃ—

"यत्तु वाणिजके दत्तं नेह नामुत्र तद्भवेत् ।
भस्मनीव हुतं हव्यं तथा पौनर्भवे द्विजे ॥"

અર્થ:—વ્યાપાર કરનારા દ્વિજને તથા પૌનર્ભવ દ્વિજને જે દાન કરવામાં આવેછે, તે આ લોકમા તથા પરલોકમાં ફલદાતા થતું નથી, જેમ રાખમાં હોમેલું દ્રવ્ય નિરર્થક છે, તેમ તે દાન પણ નિરર્થક છે.

ત્રિવર્ણીએ પોતપોતાના વિશેષ ધર્મો શ્રદ્ધાભક્તિપુરઃસર પાલન કરતાં શ્રીમનુભગવાને કહેલો દશ લક્ષણવાળો સામાન્યધર્મ પણ સાવધાનતાપૂર્વક યથાશક્તિ પાળવો જોયીએ:—

"दशलक्षणको धर्मः सेवितव्यः प्रयत्नतः ॥
धृतिः क्षमा दमोऽस्तेयं शौचमिंद्रियनिग्रहः ।
धीर्विद्या सत्यमक्रोधो दशकं धर्म लक्षणं॥"

અર્થ:—દશ લક્ષણવાળો ધર્મ પ્રત્યેક દ્વિજે પ્રયત્નથી સેવન કરવાયોગ્ય છે. ધીરજ, ક્ષમા, મનોનિગ્રહ, અયોગ્ય રીતે દ્રવ્ય સંપાદન ન કરવું, આહારની તથા શરીરની શુદ્ધિ રાખવી, ઈંદ્રિયોને નિયમમાં રાખવી, આત્મજ્ઞાન સંપાદન કરવું, સદ્વિદ્યા સંપાદન કરવી, યથાર્થ ભાષણ કરવું ને અક્રોધ રાખવો એ દશ લક્ષણવાળો ધર્મ છે.

ત્રિવર્ણના પ્રત્યેક મનુષ્યે પોતાનો આંતર તથા બાહ્ય વ્યવહાર પવિત્ર રાખી પોતાની તથા સ્વજાતિની ઉન્નતિ કરવા યથાશક્તિ યત્ન કરવો જોયીએ. શુભ પ્રવૃત્તિનું ફલ પણ શુભ જ છે, એ વાર્તા સંદેહવિનાની છે, માટે સૌએ શુભ પ્રવૃત્તિમાં જ આગ્રહ સેવવો ઉચિત છે.

**સમાપ્ત.**